બનામે જહાંદાર જાંઆફ઼રી

# ખ઼ુબસૂરત બલા

નામના

## નાટકનો સાર.

પ્રગટ કરનાર,

નવી આલફ્રેડ નાટક મંડલીના માલેકો

મુંબઇ.

ધી ફીદવી પ્રીનટીંગ પ્રેસમાં

ફીદાહુસેન ઈસુફઅલીએ

છાપી છે

સંવત ૧૯૬૫ સને ૧૯૦૯

કીંમત એક આનો.

બનામે ખુદા.

# નવી આલફ્રેડ નાટક મંડળીના

# ખુબસુરત બલાના

## નાટકનો સાર.

---

### પુરૂષ પાતરો.

---

તૌફીક ... ...શીરેજ શહેરના મરહુમ શાહ ખિજ્જીસનો મુખ્ય વઝીર સરદાર તાહેરાનો પતિ.

કહેરમાન ... ...મરહુમ શાહ ખિજ્જીસનો વફાદાર સરદાર.

કતલુબેગ ... ... " બેવફા સિપાહસાલાર. શાહશાહનો મદદગાર.

તુગરલબેગ ... ... કતલુબેગનો બેટો.

શાહરીઆર... ...તુગરલબેગનો તાબાનો ફોજી અમલદાર (લેફ્ટનન્ટ). તહ્નીમનો આશક—પાછળથી ધણી.

સોહેલ ... ..મરહુમ શાહ ખિજ્જીસનો બાલક બેટો.

રશીદ ... ...તૌફીકનો બાલક બેટો.

ખેરઅલ્લા ... ...જમાદાર ડાલીનો ધણી.

માશાઅલ્લા... ...શહરીઆરનો નોકર. મુમતાજનો ધણી.

ડંકેબાજ ... ...પાગલખાનામાંથી નાસી છુટેલો ચકરમ,

મુશ્કિલ આસાન નંબર ૧...શીરીંનો ધણી.

" " ૨...મુશ્કિલઆસાન નંબર ૧ નો કાકો.

કમીશન એજંટ ...ધી ઇન્ડિયન મેરેજ કંપની લીમીટેડને એજંટ.

નુરશામ ... ...તૌફીકનો વફાદાર નોકર.

# સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| શમ્સા | ... | ...ફીરોઝાબાદની સુલતાના મરહુમ મશાહ ઝિઝિસન રાજલોભી દગાબાજ બહેન. |
| તાહેરા | ... | ...તૌફીકની ઓરત. (વફાની તસવીર.) |
| તસનિમ | ... | ...એક અમીરજાદી...શહરીઆરની બાંદ્દરી. |
| ડાલી | ... | ...ખેરસલ્લાની સુધરેલી અને ઉડાઉ બાંદ્દરી. |
| મુમતાજ | ... | ...માશાઅલ્લાની ,, ,, |
| શકિરી | ... | ...મુશ્કિલઆસાન નંબર ૧ ની બાંદ્દરી. |
| નેકી | ... | ...દુનિયાને સારે રસ્તે ચઢાવનારી શક્તિ. |
| બદી | ... | ...દુનિયાને બુરે રસ્તે ચઢાવનારી શક્તિ. |

આ શિવાય સીપાઇ, સાહેલીઓ, રામશગીર વિગેરે.

સ્થળ...ફીરોઝાબાદ



આ ખેલમાં જરૂર પડતી દરેક ચીજમાં જાણીતા લેખક
મી૦ ભાઇલાલ જમનાશંકર ઉપાધ્યાયે
કીમતી મદદ આપી છે.

# ખુલાસો.

શાહી યાને હકુમત ફીકર અને ભયની બહારથી આબાદ પણ અંદરથી વેરાન દુનિયા છે, જેનો રસ્તો ઠોકરાતા મુસિબતના ખડકો-માંથી પસાર થાય છે, જેમાં વસનારા દુખના સિહા ગારમાં રીબાય છે અને વખત પુરો થતાં આખર ડંખતા દિલે અફસોસ સાથે વે છોડી જાય છે. તાજ જાહેરમાં જોકે પાણીદાર મોતીથી મઢેલું છે પણ તે દરેક મોતી ખરૂં જોતાં દુઃખી આંખમાંથી ટપકતા ગરમ આંસુનું બુંદ છે, તેવીજ રીતે તખ્ત સોનાની ચલકતી એક બેઠક છે પણ તે બેઠક આફતના ખોફનાગ સાપની પીઠ ઉપર ગોઠવાએલી છે. તાજ નો પહેરનાર અને તખ્તપર બેસનારના શિર ઉપર ભયનો પહાડ અને પગ નીચે દુઃખનું દોજખ છે. આજ સુધીમાં તાજો તખ્તના જે માલિક થઇ ગયા છે અને થાય છે તેમના બે ભાગ થઇ શકે છે. એક ભાગ નેકી, દયા અને ઇનસાફને ચહાનારો, અને બીજો ભાગ દગો, જુલમ અને ખુદ ગરજને ચહાનારો. પણ શું આ બન્ને ભાગમાથી એક પણ સાચુ સુખ ભોગવે છે? નહીંજ. તખ્તના માલિક શાહની હાલત ઝુંપડીના માલીક ગરીબથી પણ બહુજ કંગાલ છે. દયાળુ અને ઇનસાફી શાહને રયતમાં સુખ, શાંતિ અને આબાદી ફેલાવવાની અને દગાબાજ જુલમી શાહને અયેશપરસ્તી માટે ગરીબ રયતની દોલત લુંટવાની પોતાની બદકારીઓ છુપાવવાની અને તખ્તના ખરા હક-દારથી સાવધ રહેવાની એટલી તો મોટી ફીકર રહેછે કે આખા દિવસમાં એક કલાક પણ નિરાંત ઉંઘ નથી લેવાતી આટલું સમજવા છતાં પણ ગફલતના શિહા પડદાથી અંધ બનેલ નાદાન ઇનસાન તવારી-ખના પોકાર સામે કાન બધ કરીને અને દૂર અંદેસીને ધક્કો મારીને મેલા મગજની ઉશ્કેરણીથી તાજો તખ્ત તરફ લોભના હાથ લંબાવે છે અને પોતાની ઉમેદની વચમાં આવનાર ઇમાંન, ધરમ, દયા, ઇનસાફ, બાપ, બહેન, ભાઇ કે બેટાને બાળી તોડી કાપી કચડીને પોતાનો રસ્તો સાફ કરવા તેને જીંદગીની મુખ્ય ફરજ સમજે છે. આવાંજ માણુસના નમુના આ નાટકમા રૂસ્તમ અને કતલુના નામતળે આમેજ થયેલા છે.

રૂસ્તમ આજાદી, અયેશ અનેહકુમતની તલબગાર છે અને

તેની વચમાં નડતી પોતાના ભાઇ શાહ ખ્રિજીસની કાંટને કોઇપણ રીતે કાઢી નાંખવા તય્યાર થાય છે પોતાની આ નાપાક આરઝુ પુરી કરવામાં કોઇ બેખબર જરૂરત સાચા મદદગારની શમ્સાને જરૂર પડે છે. બારીક તપાસ કરતાં પોતાના હુસ્ન ઉપર છુપો ડોળો રાખનાર ભોળો પણ લોભી સરદાર કલુ પોતાના કામને જણાય છે તેથી તેને શાદીની જૂઠી થાપ અને તખ્તનો જમનો હાથ બતાવવાંની લાલચ આપી પોતાની ગરજનું ઓજાર બનાવી લેછે. તેટલામાં કમનસીબે શાહ ખ્રિજીસને દુશ્મન સામએ જંગમાં ઉતરવું પડે છે. શમ્સા સાથે કરી રાખેલી ગોઠવણ મુજબ જંગના મેદાનમાં દગાબાજ કલુની કાતીલ ગોળી ખ્રિજીસની હસ્તીને ફના કરે છે અને તે ઇલઝામ સામા દુશ્મનને માથે ઢોળી પાડી, કલુ ખુની તરીકેની બદનામીમાંથી તરત માટે બચી જાય છે.

ભાઇને ખુન કરાવ્યા પછી શમ્સા કલુની મદદથી, સરદારો અને રયતમાંના કેટલાકને અશરફીના, કેટલાકને જાગીરની, કેટલાકને ખેતાબની, રૂશ્વત આપી પોતાના તરફ ખેંચીને, અને કેટલાકના મો ધમકીથી ધ્ાારી દઇને તાજો તખ્ત ઉપર કબજો કરી લેછે

શાહ ખ્રિજીસની મરહુમ મલકાએ મરતી વખતે પોતાના છ માસના બાળક બેટા સોહેલને વફાદાર સરદાર તોરીકની ભલી ઓરત તાહેરાને હવાલે કરયો હતો. કેમકે મરહુમ મલકાને શમ્સાની લોભી અને ખુની નીયતનો મજબુત શક હતો. ત્યારથી સાચી તાહેરા ત્યારથી શાહજાદાને પોતાના પેટના છોકરા માફક ઉછેરે છે

હવે રાજ મેલવ્યા પછી શમ્સ પોતાનો મત્ર જો શાહજાદા સોહેલ જે તખ્તનો ખરો હકદાર છે તેનો કાંટો પણ દુર કરવાના ઠરાવ ઉપર આવે છે પણ સોહેલ તોરીકના હાથમાં હોવાથી તોરીકને કોઇપણ રીતે પોતાનો તરફદાર બનાવીને આ ભયંકર ઇરાદો પુરો કરવા શમ્સા પોતાની તમામ શકિત વાપરે છે તેણે જ્યારે જુવે છે કે એક વચની તોરીક હરેક સવાલનો જવાબ નફરતથી આપે છે અને પોતાની વાતને આખર સુધી વલગી રહેવા તઇયાર થાય છે ત્યારે એકદમ કેદ કરી લેછે. અહીંથી આપણા નાટકની શરૂઆત થાય છે.

## અંક ૧ લો....પ્રવેશ ૧.

### શ્રી ઇશ્વર સ્તુતિ.

નેકી ઇનસાનને નીતિના રસ્તા ઉપર ચાલવાનો બોધ આપેછે તેટલામાં બદી દાખલ થઇ નેકીને રેકી દુનિયાને અનીતિને રસ્તે ચાલવાની સલાહ આપે છે. નેકી બદીની તકરાર બદી પોતાના આશકો કેવી મજા ઉડાવે છે તે બતાવે છે—(પડદો ઉંચો જાય છે અને કતલુનો બેટો તુગરલ ગુલબદન પરીઓના ઝુંડમાં પીતની અને દોલતના બહાર ઉડાવતો દેખાય છે) આ પછી નેકીના ચાહનારા કેવી કંગાલ હાલતમાં સબડે છે તે બદી દેખાડે છે (પડદો હટે છે અને શમ્શના મહેલનો એક ભાગ નજરે પડેછે).

સુલતાના શમ્સા શાહજાદા સોરેલને સુપરદ કરવા કેદ કરેલ, તોફીકને લલચાવે છે—સમજાવે છે અને આખરે મોતની ધમકી આપે છે, પણ વફાદારીની માટીથી ઘડાયલો સાચો તોફીક પોતાનો જાનોમાલ કે બીબી બચ્ચાની દરકાર નહી કરતાં શાહજાદાને ખુની શમશાને હવાલે કરવા ધિક્કાર સાથે ના પાડે છે, જેથી શમ્શાનો ગુસ્સો વધી પડે છે અને ઇમાનદારીના ઝનુનપર ચઢેલા તોફીકને કતલ કરવાનો હુકમ કરેછે.

---

## અંક ૧ લો—પ્રવેશ ૨.

જમાદાર ખેરસ ખાનું ઘર—ખેરસલ્લા પોતાના લુચ્ચાઇથી હાલ તુગરલ બેગનો એડી કાંગ થયો છે તેની બડાશ મારેછે તેટલામાં તેને નોકર આવી શેઠમાં થયેલા ફેરફારનો સબબ પુછે છે, શેખીખોર શેઠનો ડફાંસ અને નોકરની રમુજ. ખેરસલ્લાનો ઇરાદો પોતાની ડીગ્રી વધવાથી કોઇ સુધરેલી ફેશનેબલ બયરી સાથે શાદી કરવાનો થવાથી તેવી બયરી મેળવવાં વરતમાન પત્રમાં તેણે છપાવેલી જાહેર ખબર વાંચીને કમીશન એજન્ટ આવે છે અને ખેરસલ્લાને કેવા જાતની

સુધરેલી બયરી પસંદ છે તેનો સંપુરણ પણ રમુજી હેવાલ મેલવી લઈને ખેર-સલ્લાના ટેસ્ટની મુસલમાનસીઆએ કોઇપણ કોમની બયરી આઠ દિવસમાં લાવી આપવાનું સાટું કરીને જાય છે.



## અંક ૧ લો....પ્રવેશ ૩.

પાયતખ્તથી થોડે દૂર આવેલો તોરીકનો કિલ્લો—

શાહજાદા સોહેલ અને પોતાના બેટા રશીદ સાથે તાહેરા દાખલ થાય છે ત્યાં તુગરલ આવીને તોરીકના નામથી શાહજાદાની માગણી કરે છે. તાહેરાને તુગરલના બોલવા ઉપર વિશ્વાસ નહીં આવવાથી તુગરલ નીશાની તરીકે તોરીકની વીંટી રજુ કરે છે (આ વીંટી તોરીકની સુતેલી હાલતમાં ઉતારી લેવામાં આવી હતી). વફાદાર તાહેરા તદન ઉશ્કેરાઈ જઇને પોતાના ખાવીંદને દગાબાજ થયેલો સમજી તેની વીંટીને ધીક્કારી કાઢી શાહજાદાને ખુની શમ્સાની પાસે મોકલવા સાફ ના પાડે છે. શાહજાદાને તાંહેરાના કબજામાંથી જોરજુલમથી લઈ જવાની હવે તુગરલ ધમકી આપે છે તેટલામાં તોરીક પોતાના સાચ્ચા દોસ્ત—સરદાર કહેરમાનની છુપી મદદથી કેદખાનામાંથી છુટીને આવી ચડે છે અને ફરેબી તુગરલને મોટા અપમાન સાથે કાઢી મુકે છે. તુગરલ પોતાને થયેલા અપમાનનું વેર લેવાના કસમ ખાતો ગુસ્સામાં ચાલી જાય છે તુગરલના જવા પછી દુનીયા ઉલટી જાય તો પણ પોતાના છેલ્લા દમ તેસુધી શાહજાદા શમ્સાને નહીં સોંપવાનો અને જરૂર પડે તો શાહજાદાની સલામતી માટે શમ્સા સાંમે જંગમાં ઉતરવાનો આ વફાદાર જોડુ ઠરાવ કરે છે.



## અંક ૧ લો....પ્રવેશ ૪.

ખેરસલ્લાનું નવું મકાન—સુધરેલી ફેશનેબલ બયરી પરણેલો ખેરસલ્લા હવે પોતાની બયરીના ઉડાઉ પણાનો વિચાર કરે છે તેટલામાં તેની બયરી ડાલી દાખલ થાય છે. ડાલી પોતાના સુધારાના ચકકરમાં ખેરસલ્લાને પણ લપેટતી જાય છે. ડાલી સાથે ખેરસલ્લાની ડંફાસ અને મનપસંદ ઇંગ્લિશ ટેસ્ટની બયરી મલવાથી ખેરસલ્લાની ખુશાલી.

## અંક ૧ લો....પ્રવેશ ૫.

અમીરજાદી તસનીમનો બગીચો—જોબનના બગીચામાં મ્હાલતી તસનીમ સાહેલીઓ સાથે દાખલ થાયછે. સહેલીઓની છેડછાડ ત્યાં લશ્કર માટે ઘોડા ખરીદવા નીકળેલો શહેરીઆર નોકર સાથે તસનીમના બગીચામાં આવી ચઢેછે, તેટલામાં એકાએક પીંજરામાંથી વાઘ છુટો થઇનેઆવતાં ગભરાટમાં બધાં નાસભાગ કરે છે તેટલામાં વાઘને ઠાર કરી સાહેલીઓથી છુટી પડેલી તસનીમને શહેરઆર બચાવી લેછે. વાઘના ડરથી બેહોશ બનેલી તસનીમ હોશમાં આવતાં શહેરીઆર અને તસનીમ વચ્ચે પ્રેમની પ્રથમ શરૂઆત થાય છે.



## અંક ૧ લો....પ્રવેશ ૬.

ખેરસલ્લાનું ઘર—સુધરેલી પણ છકેલ ડાલીના ધટીંગથી કંટાળેલો ખેરસલ્લા ડાલીના હદ બહારના છુટાપણા માટે બળાપો કરેછે તેટલામાં ડાલી દાખલ થાય છે. ધણા ધણીઆની વચ્ચે સુધરેલા જમાનાની ટપાટપી અને કડક મીજાજની બબરીના હાથ] તળે ફસી પડેલા ખેરસલ્લાનો પસ્તાવો.



## અંક ૧ લો—પ્રવેશ ૭.

તોરીકના કિલ્લાનો અંદરનો ભાગ—

[ખુલાસો—શાહજાદા સોહેલને શમ્સાને સુપરત કરી દેવા માટે શમ્સા અને તોરીક વચ્ચે ચાલી રહેલા જંગમાં તોરીક ગયેલો છે].

જંગનાં પોતાની નાર તદન પાસે આવેલી જોઇને તોફીક પોતાની બીબી તાહેરા પાસે આવી, દુશ્મન કિલ્લામાં દાખલ થાય તે અગાઉ હુશ્શામ મારફતે શાહજાદને છુપે દરવાજેથી કિલ્લાની બહાર કોઇ સલામત જગાએ મોકલી આપવા. તથા શાહજાદને મુવેલો માની દુશ્મન તેની તલાસ ન કરે તે માટે શાહજાદા સોહેલના નામ તળે પોતાના એક પુત્ર બાળક બેટા રશીદનો ભોગ આપવા સમજાવે છે. પ્રેમાળ માતાનું દિલ પોતાના પ્રેમને વશ થઇ વફાદરી સાંમે ટક્કર ખાય છે પણ આખરે પોતાનો કોલ નીભાવવા માટે તાહેરા ધણીનો હુકમ આંસુ ભરેલી પણ વફાદારીના જુસ્સાથી ચમકતી આંખે ખુશીથી કબુલ કરે છે, જેથી મરહુમ માલિકના દેવામાંથી છુટો થયેલો તોફીક શાહજાદ માટે હરખાતા પણ બેટા માટે દુખતા દિલે જંગમાં પાછો જાય છે; નજદીક આવતા તોપોના ભયંકર અવાજથી ધરાયલી તાહેરાને હુશ્શામ આવી દુશ્મને કિલ્લો તોડી પડવાની ખબર આપેછે. શાહજાદને છુપે દરવાજેથી હુશ્શામ સાથે રવાના કરી તાહેરા પોતાના નરમ દિલ ઉપર પથ્થર મુકી શાહજાદના જામામાં પોતાના બેટા રશીદને મોતનો ભોગ થવા સુવાડે છે. તરતજ દીવાલ તોડી સીપાઇઓ સાથે તુગરલ અંદર આવેછે અને તેના સાથે તોફીકને જંજીરમાં જકડી તુગરલના સીપાઇઓ દાખલ થાય છે શાહજાદાની તુગરલ માંગણી કરેછે જે માંગણી, તોફીક ઝનુનપર આવી જઇ તદન ધિક્કારી કાઢેછે જેથી ગુસ્સામાં છેવટે આ વફાદાર ફરીસ્તાની છાતીમાં તુગરલ પોતાની કાતીલ છરી ભોંકી દેછે. પતિના મોતથી લાઇલાજ બનેલી તાહેરા આખરે શાહજાદા તરીકે પોતાના વહલા બેટા રશીદને દેખાડે છે. શાહજાદને નજરો નજર નહી પીછાણતા તુગરલ રશીદનું શિર સોહેલ સમજીને કાપી તાહેરાને બતાવે છે. ધણીના મોતના ગમના દરિયામાં ડુબેલી તાહેરાને પોતાના એક પુરા નિરદોષ બાળક બેટાનું લોહીથી ટપકતુ માથું જોઇ હાય મારી એકદમ બેહોશ થઇ જમીન ઉપર તુટી પડે છે,

(ટેબ્લો).

[ ડ્રોપ. ]

## અંક ૨ જો—પ્રવેશ ૧

[ખુલાસો—શાહજાદા સોહેલને બદલે તૌરીકનો બેટો રશીદ મરાયો અને શાહજાદો તો તાહરાની પાસે કોઇ છુપી જગાએ સલામત છે. એ વાતની જ્યારે શમ્સાને ખબર પડી ત્યારે પોતાની ખોફનાગ કીમતી મેહનત તુગરલની ગફલતથી બરબાદ જવા માટે બલાપો કરવા લાગી અને શાહજાદાને કોઇ પણ જોખમે અને કોઇ પણ ભોગે પાતાળમાંથી કે દુનિયાના પડમાંથી પકડી લાવવા માટે સીપાઇઓને મોટી મોટી લાલચો આપી ચોતરફ દોડાવવા લાગી,]

શમ્સા તરફથી શાહજાદાની શોધમાં નીકલેલા સીપાઇઓ મસલત કરતા આગળ વધે છે.



## અંક ૨ જો—પ્રવેશ ૨

શાહી મહેલ—

(ખુલાસો—બહારથી શમ્સાની તરફ રહેલા પણ અંદરખાનેથી તાહેરા અને શાહજાદાના પક્ષમાં રહેલા વફાદાર કહેરમાનની છુપી ઉશ્કેરણીથી અને લાગવગથી રઇયતનો કેટલોક ભાગ શમ્સાની સાંમે હાલ બદલાઇ ગયોછે.)

શાહજાદા માટે ઉશ્કેરાયલી રઇયત બંડ ઉઠાવવાની તઇયારીમાં જોઇને શમ્સા કત્લુ અને કહેરમાન સાથે વિચાર કરીને કત્લુને લઇને અંદર જાયછે. એકલો પડેલો કહેરમાન પોતાના મરહુમ ભલા દોસ્ત તૌરીક અને શાહ બીજીસનું વેર લેવાનો ઇરાદો જાહેર કરેછે.



## અંક ૨ જો—પ્રવેશ ૩

તસનીમનોં મહેલ—તસનીમની સાલગીરીની ખુશાલીમાં તસનીમ ઉપર આશક પડેલા તુગરલ તરફથી તેનો એડીકાંગ ખેરસલ્લ હ મોતીનો હાર અને બીજી તરફથી તસનીમના ખરા આશક શહેરીયાર તરફથી તેનો નોકર માશાઅલ્લાહ ફુલનો હાર ભેટ તરીકે લઇને આવતાં બન્ને

નોકરો વચ્ચે રમુજી તકરાર ચાલે છે, તેટલામાં સાહેલીઓ સાથે ત
આવી ચઢતાં બન્ને જણા પોતાના માલીકની ભેટ રજુ કરે છે. ત
શહેરીયારનો ફુલનો હાર પસંદ કરીને તુગરલ તરફનો મોતીનો
ના કબુલ કરેછે.



## અંક ૨ જો—પ્રવેશ ૪

જંગલમાં તાહેરાનું છુપૂ રહેઠાણુ—ગુફાઃ—

કહેરમાન પોતાના સરદારો સાથે ભાઇ ભત્રીજાના ખુનથી રંગા યલી જાલીમ શમ્સા ઉપર વેર લેવાની મસલત ચલાવેછે. તે પછી રાજ સેવામાં શોહર અને બેટાના આપેલા ભોગથી અરધી ગાંડી હાલતમાં તાહેરા આવેછે તાહેરાની દયામણી હાલત જોઇને સઘલાંનાં દિલ પીગ ળેછે અને કહેરમાન તાહેરાને દીલાસો આપે છે



## અંક ૨ જો—પ્રવેશ ૫

તુગરલનો મહેલઃ—તસનીમ માટે મોકલેલો હાર ખેરસલ્લાહ પાછે લાવેલો જોઇને તુગરલ ગુસ્સાના આવેશમાં તેને ગરદનમાંથી પકડી ખુલાસો પુછે છે. ખેરસલ્લા મરી મસાલા સાથે વાત કરીને તુગ રલને બનાવી તેનો ગુસ્સો એકદમ વધારી મુકે છે. મહોબ્બતના મેદા નમાં હરીફ તરીકે પોતાના હાથ નીચેના લેફ્ટેનન્ટ શહેરીયારને રજુ થયેલો જાંણીને ગુસ્સાથી પાગલ બનેલો તુગરલ પોતાના અપમાનનો જવાબ તસનીમ તથા શહેરીયાર પાસેથી લેવા ચાલી જાયછે.



## અંક ૨ જો—પ્રવેશ ૬

તસનીમનો મહેલઃ—તસનીમ અને શહેરીયાર વચ્ચે પ્રેમ ભ વાતો ચાલી રહી છે તેટલામાં એક સાહેલી આવીને શહેરીયારને બહ કોઈ બોલાવવા આવ્યાની ખબર આપે છે. શહેરીયારના જવા બા તુગરલ મહેલમાં દાખલ થઇને તસનીમને શહેરીયારની પસંદગી માટ